॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# લક્ષ્મી હૃદય વાણી.


લેખક અને પ્રકાશક,

લક્ષ્મીપ્રસાદ વિ. ઝવેરીલાલ ઠાકર.

નડિયાદ. ( જીલ્લે ખેડા )



નડીઆદ—શ્રી લક્ષ્મીવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

ઠાકોર ડાહ્યાભાઈ ગોકુળભાઈએ છાપી.

સં. ૧૯૭૪ ના ચૈત્ર સુદી ૧૫ ( હનુમાન જયંતિ)

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧ લી.

મુલ્ય અમુલ્ય.

નામની કિં. રૂા. ૦—૪—૦ આના ચાર ફક્ત,

# અનુક્રમણિકા.



| | | |
|---|---|---|
| ૧૬ | પાત્રે ધન દાન, તથા નિ:સ્પૃહિ ધનિકને ધન્ય. | રાગ—કવ્વાલી. ( " વસ લે દે નાલે સૌમદા. " એ રાહ. ) |
| ૧૭ | કુટિલ નગણી નારીને ધિ:ક્કાર | " સુણો નગરશેઠ સૌ સાંભળી વાત તમારી. " એ રાહ. |
| ૧૮ | શ્રાપ સંભ્રમ. | રાગ—બિહાગની ગઝલ. |
| ૧૯ | ભક્તાધીન ભગવાન. | " સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ." એ રાહ. |
| ૨૦ | મા ભઠિયારી, બાપ કલાલ, તેના બેટા છેલા લાલ | " હાય માતા, હાય પિતા, અરે આવ્યું સીમંત " શિદ મારૂં. "—એ રાહ. |
| ૨૧ | શુભાશુભ ગ્રહોનું નિરીક્ષણ. | " સિદ્ધિનું સાધન ધન સઘળું, જાણો પર ઉપકાર." એ રાહ. |

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# લક્ષ્મી હૃદય વાણી.



( ૧ )

પુરૂષોત્તમ પરિપૂર્ણ શ્રી, સમરથ સહજાનંદ;
સહજ આનંદ આપતા, સ્વામી સહજાનંદ. ૧
માયા, કાળ ને કર્મ તે, તેને નહિં બાંધે;
પામે આનંદકંદ જે, (તે) અવિચલ પદ સાધે. ૨
પ્રગટ અક્ષરાતીત પ્રભુ, પૂર્ણ આનંદકંદ;
પ્રતાપ નરનારી વિષે, મુકે સહજાનંદ. ૩

---

( ૨ )

પ્રથમ ગમન તપોવનની પ્રત્યે, કરતા હવા શ્રી રઘુવીરરે;
સ્વર્ણ હરણ મારીચ બન્યો તેને મારેરે.
શ્રી રામચંદ્ર રઘુવીર. ૧
વૈદેહીનું હરણ થયું અને જટાયુનું થયું મરણુરે;
સેનાપતિ સુગ્રીવની સાથે, કરતા સંભાષણુરે. શ્રી રામ૦ ૨
વાલીનો વધ, સમુદ્ર ઉલ્લંઘન, લંકાનું દાહનરે;

કુંભકરણ અને રાવણનો વધ, એજ શ્રીરામાયણરે. શ્રીરામ૦ ૩
ઉક્તસાર રામાયણ નીત્યે, પ્રેમે કરતા પઠનરે,
સદૈવ સુખ અને જન્મ સફલતા, મેળવતા તે જનરે. શ્રી. ૪

---

( ૩ )

રામ નામ તન મન ધરી, દેહ ધરી ભજનાર;
કામ ધામ ધન મન ભરી, ગેહ ડરી તજનાર. ૧

---

( ૪ )

રઘુકુલ દીપક રામચંદ્ર પ્રભુ પરમ દયાના નિધાન,—
અહો ! પ્રભુ પરમ દયાના નિધાન.
બ્રહ્મચારિ હનુમાન સદા શ્રી રામને સહાય, સદા શ્રી
રામને સહાય;
જનને સહાય કદિ થાય (૨) ભવની પાર જરૂર ઉતરાય,
ભવની પાર જરૂર ઉતરાય;
પૂર્વજન્મનાં પુણ્યોદયથી રામજી મળેરે શ્રીરામજી મળે. ૧
રામદૂત શરણે (૨) ભાવિકજને તુરતજરે જાવું,
ખરે કદિ નહીંજ અચકાવું;
તે દ્વારા વિણ રામરત્નની પ્રાપ્તી નહિરે,
અરે સ્વપ્ને નહિરે. ૨
મન ને પવનસમ વેગ, અંજનિ નંદનનો;
પવન પુત્ર પ્યારો સદા, શ્રી રઘુનંદનનો.

( ૪ )

ઇંદ્રજીત ને પ્રબુદ્ધ વાયુનો છે આત્મા;
વાનર સેનાનો વળી જે છે પરમાત્મા.
શ્રી હનુમત્ લહરી (૨) મમ હૃદયે સહાય સ્થાન કરે,
ગુલતાન મનેજ કરે;
અષ્ટવસ્તુનો સંગ કરાવે, શાન્તી રસ ભરે, રસબસજ કરે. ૩

પ્રજ્ઞા, યશ, બલ, ને ધીરજતા;
આરોગ્યપણું ને નિર્ભયતા.
અપ્રમાદ ને વાચાની ચાતુર્યતા;
મેળવે બજરંગીને સ્મરતાં.
ભજન ચાહું પ્રિય પ્રાણ (૨) અહોનિશ કષ્ટભંજનતણું,
એકોએક શ્વાસરે તણું;
સારંગપુરના શ્યામનું કીર્તન ચૂકું તો જીતી બાજીરે હારૂં હું. ૪

---

( ૫ )

આ સૃષ્ટિમાં પંચ જે તત્ત્વ, તેનું પિંજરૂં, શરીર છે આ. ટેક.
રંક ને રાયા, ભિક્ષુક યોગી, ત્યાગી ગૃહસ્થ, ને સંન્યાસી;
તે સર્વેમાં, તત્ત્વ તેનાં તે, વિરમ્યાં છે પણ, અંશ અનેકે. આ. ૧
પૂર્વતણા જે વિધવિધ જન્મો, તેમાં કરેલાં, શુભાશુભ કર્મો;
ત્રિલોકપતિએ, અદલજ તેનો, ન્યાય કરીને, દેહજ દીધો. આ. ૨
પણ મુરખાજન, માયા કૂપે, પતંગીયાંવત્, મરવા ઉતરે;

તેવા હૈયાફૂટા જનને, સમજાવ્યેથી, કાંઈજ ફળ નહીં. આ. ૩
બાવળનાં તો, બીજજ વાવે, અને આંબાની, આશા રાખે;
એ બુદ્ધિની વિભ્રમતા દેખી, શોકનિમગ્નજ લેખક,થાયે. આ. ૪
મધ્યમ માનવ ચાર દિવસનો, ચારો નિહાળી, બને અલમસ્ત;
પણ નવ જાણે, તે પ્રાહૂણો, બે દિનનો તે, છે મિજમાન. આ.૫
કામિનિ, કંચન, ને કિર્તીનો, કાળો કાંઠલો, કોટે ધારે;
માયામાં મન, મશગુલ રાખે, ભાતી ભાતી, ફેલ કરે તે. આ.૬
શ્રેષ્ટ જનોને, શ્રેયક પ્રેયક, ભગવત વાર્તા, અમુલ્યજ દીસે;
વિભવ, વિલાસો, તુચ્છજ માની, રામ એ વસ્તુ, સત્યજ માને. આ.૭
લેખક પ્રાર્થે, પ્રભુને પ્રેમે, પ્રાણિમાત્રને, સન્મતિ આપો;
જનનિ જણે તો, ભક્તજ જણજે, કાં દાતા કાં, શૂરજ જણજે. આ.૮

---

( ૯ )

ધન યાચું હે પ્રભુ ભૂતિ દે, તન મન ધર્મથી, જન સુખિયા કરવા;
મંગલ દર્શન દ્યો ભૂમિ દે, હરી તાપ ત્રિવિધિના જન સુખિયા
કરવા. [ ટેક ].

સોમ ધન દે એકીવારે, ખૂબ તાવે માનવા;
બેવફાઈથી બચીને, ન્યાયી પ્રાણી ચાલતા. ધન. ૧
ધન વિષે પ્રેરે અચલતા, અઘતણી કાપે પ્રચલતા;
પુત્ર દેતા ઋણ હરતા, પ્યારા દાના રાચતા. ધન. ૨
આ જમાને નિઃસ્પૃહિ જે, તેમને સામ્રાજ્ય દે;
દીવ્ય જ્યોતિ આપ તેને, પ્રાણપ્યારા ભૂમિ દે. ધન. ૩

---

( ૭ )

સાચા સંબંધી[ર] રાધા રમણુની, પ્રીતિવડે અતિ આનંદ ભરૂં. ટેક.
સુભગ સદન તવ, લલિત વદન તવ;નિરખી નિહાળી માયા તુરત તરૂં;
બ્રહ્મ સાચું ને જગત છે જૂઠું, બ્રહ્મ જીવમાં ભેદ ના ધરૂં.
ધર્મ વંશ કુલ દેવ તજીને, પર દેવ સેવા કદિ ન કરૂં;
મમ મસ્તક કદિ અન્ય દેવને, નમાવું તો અતિ દ્રોહી ઠરૂં. સાચા. ૧

---

( ૮ )

આ અવનીમાં કીમતી રત્નો દૃષ્ટિગોચર થાય છે,
સંબંધ તેવાં રત્નનો કરવાને મન ઉભરાય છે;
સદ્‌ગુરૂરૂપી કીમતી રત્ન, અધિકારીથી પમાય છે. આ. ૧
માત પિતા સુત બંધુ બૈરી, મોહ કરે અજ્ઞાનિઓને;
પંડિત પુરૂષોથી એ સર્વે, આયુચોર સમજાય છે. આ. ૨
અવિનાશી પ્રભુ સુખની અવધિ, દુર્લભ છે તે અલ્પમતિને;
તેવાં ક્ષુદ્રક પ્રાણિઓથી, અસારજ સાર મનાય છે. આ. ૩

---

( ૯ )

નથી વેચાતું આયુષ્ય હાટે, મોહોર કરોડા સાટે;
વરસ સોનું આયુષ્ય તે માટે, કે વ્યક્તિ કદી નવ ફાટે.
એ હરિ ન્યાય અદલ પેખી, ભજો હરિ શંકા નવ લેખી.
એ હરિ ન્યાય અદલ પેખી. ૧

આવરદા સો વરસ ભલે પણ, સાઠ વરસનો ફળે;
કમી થવાનું સબબ એ મળે, કે ઘોર પાપે જન પળે.
એ હરિ ન્યાય અદલ પેખી, ભજો હરિ શંકા નવ લેખી. એ. ૨
દશમ વરસથી સાઠ વરસમાં, લીન રહો માયામાં;
પણ પ્રતિદિન ઘડી સવા ભજનમાં રહેથી પુણ્યો વધવામાં.
એ હરિ ન્યાય અદલ પેખી, ભજો હરિ શંકા નવ લેખી. એ. ૩

---

( ૧૦ )

હિતકર મતિ ધારો નિજ કાન, મતિ ધારો નિજ કાન;
નવ થાશો હેરાન, હિતકર મતિ ધારો નિજ કાન. (ટેક.)
ક્રૂર કાળ તો અચેત આવે, ભૂલે ન ભૂલો ભાન. હિતકર૦ ૧
કીમતી કાળની કીમત કરોને, ધર્મે ધારો ધ્યાન. હિતકર૦ ૨
પ્રાત:કાળે પાંચ બજંતા, શયન તજો ઈનસાન. હિતકર૦ ૩
અરધી ઘટીકા શ્રીહરિ સમરો, કર્મતણું કરો ધ્યાન. હિત૦૪
સવા ઘડી મલમૂત્ર તજીને, દાતણ ને કરો સ્નાન. હિત૦ ૫
અઢી ઘડી રહો હરિપૂજનમાં, એજ આત્મકલ્યાણ હિતકર૦ ૬
ઘડી સાડાત્રણ વ્યવહારી કર્મે, ભલે બનો ગુલતાન. હિત૦ ૭
અઢી ઘડી લગી હમેશ કરજો, ભોજન ને આરામ. હિત૦ ૮
સત્તર ઘડી નિર્વાહને કારણ, ઉદ્યમ કરો જ પ્રાણ. હિત૦ ૯
અઢી ઘડી ફરવા કદી ન ચૂકો, ચુકવાથી નુકશાન. હિત૦ ૧૦
સંધ્યા સમયે આરતી કીર્તન, કરજો અધઘડી આન. હિત૦૧૧

ધર્મગ્રંથો જો બે ઘડી વાંચો, તો આવે શુદ્ધ સાન. હિત૦૧૨
સવા ઘડી લગી વ્યાલુ કરવું, લઈ નારાયણ નામ. હિત૦ ૧૩
રોજમેળ ઘડી સવાક લખવો, હીસાબ શુભનું નિદાન. હિત૦૧૪
શુભ કૃત્યો માટે ઈશ્વરનો, અતિ ઉપકારો માન. હિત૦ ૧૫
અશુભ કર્મ માટે ઈશ્વરની, માફ માગો ધરી સાન. હિત૦ ૧૬
તેવાં કર્મ ન થાય તે માટે, કરો પ્રતિજ્ઞા પ્રમાણ. હિત૦ ૧૭
નવ વિસારે હરિ કદાપિ તેને, હરિ સમજે જે પ્રાણ. હિત૦ ૧૮
વીસ ઘડી નિદ્રા લેવાથી, તન,મન, સુખ વધે સાન. હિત૦ ૧૯

( ૧૧ )

ભલે કરે પ્રયત્નો માનવી કોટી, સુખ દુઃખ હરિ હાથ એ નવ ખોટીરે. ભલે કરે૦ ટેક.

ફરી ફરીને જન્મ લેવા, ફરી ફરીને મરવું ને,
ફરી ફરી માતા જઠરે ઠરવું; અનાદી કાળથી
ચાલેલા ક્રમને ઉથાપે તેના તારણથકી તરવું રે. ભલે૦ ૧
ઠગ, ઠાકોર, ચોર વ્યક્તિ, એ સરવે વિનવે છે,
મુરારી દીન કરી વાણી; દુસ્તર ભવથકી,
અસાર સંસારથકી, રક્ષા કરો એમ વદે પ્રાણી રે. ભલે૦ ૨
અતિ દીન વાણી વડે, પોકારે વિકટ વેળે,
સુખ વેળાએ નવ સંભારે, સ્વાર્થીએ મૂઢમતિના,
પ્રાણી છે મંદ ગતિના, દીસે છે તેનો ભેદ ભારે રે. ભલે૦૩

સૂનાં સમશાનવત્ તે, ગણાય વળિ જ્ઞાન શુષ્ક,
સાબીતી મળે પુરેપુરી; 'કલ્પાંતે હરિ' એ વાકય,
પુર્ણજ કરતા મુરારી; જડ જનની વિપત્તિ વિદારીરે. ભક્તો૦ ૪
આત્મિક બળને સમજે, ભગવત મોટપ સમજે,
ત્યારેજ ઉર ગ્રંથી ટળી જાયે; અનુપમ હૃદયની શાતા,
અધિકારી મેળવેરે, તે વિણુ કોઈ અર્થો ના સધાયેરે. ભક્તો૦ ૫

---

(૧૨)

પ્રણુમિ પરમ પ્રભુ પરમેશ [૨]—ટેક.
કમલાનાથ કૃપાલ કેશવ [૨] સેવની, શ્રીપતિ, નરપતિ,
નરેશ નરસિંહ સુરપતિ. પ્રણુમિ. [૧]
ભવ્ય ભૂમિ ભરતખંડે, મધ્ય લોકે, માનવોને,
મનુષ્યદેહ, મળેલો તે છે, દુર્લભ ને ચિંતામણી;
સુધા સિંધુ અક્ષરધામની નીસરણી,
વિષય,વિભવ, વિલાસ તુચ્છ ને બલિહારી ભજનની. પ્રણુમિ.૨

---

( ૧૩ )

ભય, શોક, હર્ષ ને મમતા, મદ, મોહ, ક્રોધ ને ભ્રમતા;
વળિ, કામ, માન, મત્સરતા, ધન, ધામ, ધરાને ધરતા.
એ તમામ કુસંગી જણાય, બડભાગી૦ ૧
સુખ પ્રાપ્ત થવા આતુરતા, ઈચ્છે નવ દુઃખને દીનતા;
મનસૂબા કેમજ કરતા, કર્તા હું એમ વિચારતા.
વિપરીત મતો એ ગણાય, બડભાગી૦ ૨

( ૧૩ )

જળ ભરી વાદળી વિખરાતાં, નવ વિલંબ એ અનુભવતાં;
એમ દુઃખના દિન વીતંતા, ચિંતા ચિતાને છે સમતા.
એ સારમાં સાર મનાય. બડભાગી૦ ૩
શિદ ચિંતાઓ તમે કરતા, પ્રભુએ ધારેલાં બનતાં;
એ અદલજ ન્યાયો કરતા, બનવાની અચેત બનવતા.
આસ્તિકથી શ્રદ્ધા રખાય, બડભાગી૦ ૪
ધણીએ ધારેલા મતનું, ઉલ્લંઘન ન કરે વિષ્ણુ:
હર બ્રહ્માથી પણ તેનું, અપમાન ન થાય નિશ્ચેનું
રાધાવર ભરૂસો રખાય. બડભાગી૦ ૫

---

( ૧૪ )

ચિંતા વિહીન થવાય પ્રજ્ઞજન, ચિંતા વિહીન થવાય;
પ્રબોધે કાને ધરાય પ્રજ્ઞજન, ચિંતા વિહીન થવાય. ટેક.
ચિંતા કરે બેસમજ મતિના, કૃષ્ણે ધાર્યુંજ થાય. પ્રજ્ઞ૦ ૧
માયાતણું બળ ઇશ કૃતિમાં, મિથ્યા કદી ન થાય. પ્રજ્ઞ૦ ૨
ઉદ્વેગ ઉરનો અતિ દુઃખદાયક, કાર્ય કોઈ ન સધાય. પ્રજ્ઞ૦ ૩
જન્મમરણતણી દુષ્ટજ ફાંસી, દોરી ગળે ધરાય. પ્રજ્ઞ૦ ૪
જગદીશ નટ તે, નર વાનરને, નચવે તેમ નચાય. પ્રજ્ઞ૦ ૫
જે જે વસ્તુઓ, જે જે સમયે, તે તે પ્રાપ્તજ થાય, પ્રજ્ઞ૦ ૬
ઉક્ત પ્રબોધ તો, મુરખને નવ, શ્રેયસ્કર કદિ થાય. પ્રજ્ઞ૦ ૭

---

( ૧૫ )

સંશય નિવારે ગિરિધારીરે, જન્મ દુઃખીશે જરા દુઃખી થાયે ટેક.
અનેક ગત જન્મોના પરિણામે પ્રથમ માતાના ઉદરેજ કષ્ટ;
પાપભાર પામરજન ઝાઝો ભરીને આવ્યો,તેથી થાયજ સુખ નષ્ટ.
તે છતાં પણ જનમ થાતાં,વીસરે શ્રીસરજનહારો. સંશય નીવારે.૧
સ્થાવર જંગમ વળી જડ ચૈતન્યપર માયા આવરણ છે સરખું;
લક્ષચોરાશી યોનિમાં ભમે જન્મે પણ રાખે સદા મન પ્રભુ પાસ;
તો કદાપિ નવ દુઃખજ થાય, એ આદિઅનાદિ અભિપ્રાય.સં.૨
પુન્ય ભાગ્યશાળી જન શિશુવયમાંથી દમે દેહને તે મહાતપો આદરી;
ધ્રુવ પ્રલ્હાદ તર્યા 'ઓમ્નમો ભગવતે વાસુદેવાય' મંત્રે;
વેદમંત્રજ ચમત્કારિક જપે તે દુઃખી નવ થાયે. સંશય૦ ૩

---

( ૧૬ )

ધન તેને આપે લોમદા, મન છટકે ન દાના;
પાત્ર ના માંગે: હો દિલભર પાત્ર ના માંગે. ધન તેને. (ટેક)
આપે જ્યારે એકિ વારે, તાવે ત્યારે માનવા;
એવફાઈ મન વિચારી, ન્યાથી પ્રાણી ચાલતા. ધન૦ ૧
અયે! સજન પ્રેરે અચલતા, કર પુરે તે સો લગન;
વાધે પ્યારા ઉપકારા, પ્રાણ જાતાં ના હઠયા. ધન૦ ૨
આ જમાને નિઃસ્પૃહી જે, દેખું તેની આશ છે;
તું પ્રણીતં મન મલીનં, દુષ્કરીતં જાદવા. ધન૦ ૩

---

( ૧૭ )

જુઓ સૃષ્ટી તણી [૨] રચના બ્રહ્માએ કરેલી;
અજબ અલૌકિક વ્યક્તિને, સરજાવી હાસ્ય ભરેલી. ૧
નર નારીઓ [૨] પ્રકૃતિઓ વિવિધ ધરાવે;
કુટીલ નગણી નારીઓ, જન્મે ત્યાં રીષ્ટ કરાવે. ૨
તેવી નારી [૨], ને ન્હારનું નામ અપાયે;
જન્મ ધરે ત્યાંથીજ તે, હિંસક હત્યારિ સ્થપાયે; ૩
મિથ્યાભિમાન [૨], વળિ કલેશ ને પરનિંદામાં;
જીવન નિશદિન ગાળતી તે, કુથલિઓ કરવામાં. ૪
કાળી નાગણી [૨], સમ તે નારી સમજાયે;
નગણી તેવી નારીનો, અવતાર ફટ ફટ થાયે. ૫
વળિ નિજ બાલક [૨], ને ખોટું શિક્ષણ આપે;
ડગલે પગલે અગન થાય, તેવાં પગથીયાં સાપે. ૬
કુડાં કુવચન [૨], ને અનુમોદન આપનારી;
તેવી કલેશી કંકાશી નારી, નાહક જીવનારી. ૭
કુંઠિત પ્રકૃતિ (૨], બોલે નવ બંધાય તેવી;
કુડાં ઝેર વાળી નારી, કાળી ઠીકરિ જેવી. ૮
સાચા ખોટા [૨], ટેકો ધરી જીતી ગણુતી;
પણ નથી સમજતી તે નારી, કે નરકનેજ પરણુતી. ૯

---

( ૧૮ )

શ્રાપ પરીબક્ષ ખરે જણાયે, કઈ પેરે તે નાશ થાયે;
લલાટે લખેલું શું ભુસાયે, ત્રિવિધિ તાપો શે સ્હેવાયે. શ્રાપ. ૧
પતિ ને પત્ની માત ના હોય જ્યાં પુરેપુરા બેહાલ;
ત્યાંજ વિરોધી પ્રકૃતિઓ એ અંતર્ગત સબળ બહાલ. શ્રાપ. ૨
વિરોધી તત્ત્વોનાં સંબંધી, અતીશયે દુઃખીત થાયે;
સંબંધ તેવાં પ્રાણિઓનો, કરવાથી શું સિદ્ધજ થાયે. શ્રાપ.૩
પરિણામો આવે તે માનવિથી, જોયાં કદી તેતો નવ જાય;
ખરે જગતના નિયંતા, ની ગતિ કોથી ન કળાય. શ્રાપ.૪
શ્રાપ સંભ્રમનું દારૂણ દુઃખ, કાપ્યું તે કપાયું નવ જાય;
લક્ષ્મીવિણુ અશરણુ શરણુ કોઈથી અન્યના સ્થપાય. શ્રાપ.૫

---

( ૧૯ )

સાત્વિક દ્રઢ ભક્તીવડે, ઈશ થાય આધીન;
ઈશ્વરવશ ના થાય તે', જન્મ મરણ આધીન.
અરે આ લોક ને પરલોકતણાં જે સુખ સમુહો;
પામે તે સત્ય આત્મારામ, જાણે શુદ્ધ જે ભક્ત સમુહો.
અરે.—[ ટેક. ]
અનુસુયા સતી દ્રૌપદી, બ્રહ્મચારિ હનુમાન;
શુભ સાધન ભક્તિવડે, રીઝ્યા શ્રી ભગવાન.
નહીં કોઈ ભક્તિ તુલ્ય, શસ્ત્ર કે અસ્ત્ર જાગતું હો;

કરે અચિંતવ્યાં અને ત્રિવિધિ તાપ દુઃખ ભાગતું હો. અરે.
પરમાત્મા શ્રી કૃષ્ણજી, શેલડીને કાપે;
અણુધારી પીડા થતી, છરી અંગુલી કાપે.
દ્રૌપદીજી આવી ચઢયાં, કાપ્યું તરતજ ચીર;
ચીર પાટો અંગુલીએ, બાંધી રીઝવ્યા વીર.
એ ઉપકાર ન ચૂકતા, શ્રીપતિ પ્રેમપ્રસાદ;
પૂર્યાં ચીર અનેક તે, પ્રેમવશ લક્ષ્મીપ્રસાદ.
અરે આ લોક ને પરલોકતણાં જે સુખ સમુહો;
પામે તે સત્ય આત્મારામ, જાણે શુદ્ધ જે ભક્તસમુહો.

---

( ૨૦ )

માત પિતા અપયશતા, [૨] પામે મતિમંદ બાલ નિપજતાં.
માતપિતા. [૨]–( ટેક. )
કેવાં કાળ કરમો કરનાર, વાવે તેવું લણે લણનાર;
માતા ભઠીયારી બાપ કલાલ, બેટા તેના તો છેલા લાલ.
માતપિતા. ૧
બાપ જેવા હોય બેટા, વડ તેવા થાય ટેટા;
ઘડા જેવી હોય ઠીંકરી, માત તેવી થાય દીકરી.
કૂઆ ઘડાવત્ તે ગણાતી, જગમાં જનમી દીકરી,
મુર્ખ પુત્રથી અનેક અંશે, શ્રેષ્ટ ભલી જે દીકરી.
માત પિતા. ૨

પુત્ર કામ કસાઇનું કરતા, કાળા નાગ સમજ ઝેર ધરતા;
સમયે નાગ તો ઝેરને તજતા, [ પણ ] કુપુત્રો કદિ નવ
દયાને ધરતા. માતપિતા. ૩
પરાધીનને દીન બાળા, ધર્મ કર્મના યોગથી;
દોરાય ઘર વર કુલિનપ્રતિ, બચી જાય ભવના ભોગથી.
નિર્લજ્જ તેલી બેલ સમ, વર કદિ કુપુત્રજ નીપજે;
વગોવે બાપનું નામ ને, કુળમાં અંગારો નિપજે.
માતપિતા. ૪

---

( ૨૧ )

સવિતાનારાયણ છે માનો, સકલ વિશ્વ આધાર;
ભવાટવીમાં વ્યર્થ ભમે છે. નવ તેને વંદનાર. સવિતા૦ [ ટેક ]
શુક્ર, શની, રાહુવત્ વરતે, સૂર્યપ્રતિ જે નર નાર;
ભવદુ:ખ તેનાં વાધે અંતે, ખમતા યમના માર. સવિતા૦ ૧
ચંદ્ર સુરજ અરિ રાહુજ મર્દન, ક્ષણભર નાહક ગ્રહે તે ગર્દન;
અંતે અજીત થતા તે બે ગ્રહ, કરતા પર ઉપકાર. સવિતા૦ ૨
ભૂમિપુત્ર મંગલ છે જાતે, વૃષ્ટિ કર્તા અપહર્તા તે;
તુષ્ટ થતાં ધન આપે તેને, રૂષ્ટ થતાં હરનાર. સવિતા૦ ૩
મંગલ તવ બુધ રાહુ વિરોધિ, થાય જરૂર મન કર્મ નિરોધિ;
સદા સત્યવિણ માનવકેરા, પડે નવ કદિ પોબાર. સવિતા૦ ૪
બ્રહસ્પતિ તો સદાય જીવના, ઓધારણ આધાર;
કુબુદ્ધ પ્રાણી વૃથા જીવતા, ગુરૂ પ્રતિકુલ નરનાર. સવિતા૦ ૫

સત્ત્વગુણી ત્રણ ગ્રહ શુભસ્થાને, બિરાજતા જે કેંદ્રજ સ્થાને;
જીવિત તેનું સદા નિરાળું, લક્ષ્મી તેજ અપાર;
ભવાટવીમાં વ્યર્થ ભમે છે, નહીં તેને વંદનાર;
સવિતાનારાયણ છે માનો, સકલ વિશ્વ આધાર. ૬

---

## દૈવની પ્રબલતા વિષે.

રાગ:—જંગલો અગર ભૈરવી.

જણાવે દૈવ પ્રબલતા સદાય; દૈવ પ્રબલતા સદાય,—
જણાવે દૈવ પ્રબલતા સદાય. ટેક.

પુરૂષાર્થ તો કાકતાલિયજ દૈવ બળથી ન ટળાય. જણાવે૦ ૧
દૈવ નષ્ટ નવ કદાપિ થાયે, દૈવ કોથી ન જીતાય. જણાવે૦ ૨
સુખ, દુઃખ, ભય, ક્રોધ, લાભાલાભૌ, પ્રાપ્ત દૈવથીજ થાય. જણાવે૦ ૩
ઉગ્ર તપોધન ઋષિઓથી પણ, તીવ્ર નિયમોને તજાય. જણા૦ ૪
તેવા ઋષિજન કામ ક્રોધથકી, અંતે હાર જ ખાય. જણાવે૦ ૫
સુયત્નથી આરંભ્યાં કાર્યોમાં, વિઘ્ન એકાએક થાય. જણાવે૦ ૬



सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, माकश्चिद् दुःखमाप्नुयात् ॥
ॐ शान्तिः, ॐ शान्तिः, ॐ शान्तिः.


સમાપ્ત.